સં. જસદણનાં

નામદાર રાજમાતુશ્રી **કમરી બા** સાહેબનાં કરકમલમાં

સ્ત્રીકેળવણીના વિકાસની ત્હેમની ચાહનાથી પ્રેરાઈ

સાદર સમર્પણ

# નિવેદન

મ્હારાં પ. પૂ. માતુશ્રી મણિબા તેમ જ બ્હેનો તરફથી સ્ત્રી-સમાજ માટે રાસડાઓ લખવા કહેવામાં આવ્યું અને અવારનવાર તેમના તરફથી વિષયનું સૂચન પણ મળતું રહ્યું. એ પ્રોત્સાહનું પરિણામ તે આ 'રાસમણિ.'

એમાં કલાવિધાન નહિ હોય, ઝાઝી મૌલિકતા પણ નહિ હોય; છતાં એમાં ગૃહજીવનના ઉંચા આદર્શ ચિત્રિત કરવા યથામતિ પ્રયાસ કર્યો છે, જે બ્હેનોને સ્વીકાર્ય અને અનુકરણીય થઇ પડશે એમ આશા રાખું છું.

કોઈ કોઈ રાસમાં 'રાસતરંગિણી'ની છાયા સ્પષ્ટ દીસી આવશે; એ ખાતર સ્વ. રાસકવિનો ઉપકૃત છું.

કેટલીક સુચનાઓ બદલ મ્હારા પૂ. પિતાશ્રીનો પરમ ઋણી છું.

સૌ. બ્હેનશ્રી લેડી વિદ્યાગૌરી નીલકંઠે ભૂમિકા લખી આપી છે તે માટે તેઓશ્રીનો આભાર માનું છું.

કેશોદ

**ચંદ્રકાન્ત મંગળજી ઓઝા**

# અનુક્રમણિકા

# ભૂમિકા

રાસમણિ એ નાનકડા પુસ્તકમાં ભાઈ ચંદ્રકાન્ત મંગળજી ઓઝાએ પોતે લખેલા રાસનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા ગુજરાતી વાંચનાર પ્રજામાં પોતાનાં કાવ્યો અને બીજા લેખોથી જાણીતા થએલા છે. તેમને જાતે ઓળખવાનો મને પ્રસંગ મળ્યો નથી, પરંતુ તેઓ એક ઉત્સાહી અને ભાવનાવાળા ઉછરતા લેખક છે એમ મારૂં માનવું છે. કવિતા લખવાની—સ્ત્રી વર્ગમાં માનીતી થાય તેવી ગરબીઓ અને રાસ લખવાની તેમને હોંશ છે, અને કવિતાદેવીએ તેમના પર અપૂર્વતા અથવા અતીવ હૃદયંગમ કલ્પનાશક્તિનું પ્રદાન નથી કર્યું છતાં, વાંચતાં આનંદ ઉપજાવે એવા રાસ તેઓએ લખ્યા છે. તેમના રાસમાં સ્વ. બોટાદકર તેમ જ શ્રી ન્હાનાલાલ કવિની સબળ છાયા જણાઇ આવે છે. બંનેએ તેમના પર ઉંડી અસરની છાપ મારી છે. બોટાદકરનાં કેટલાંક કાવ્યોના વિષય પર તેમના રાસ રચાએલા છે અને જોકે તેમાં રહેલા વિચાર અને ભાવની ભિન્નતા છતાં પ્રેરણાનું સ્થાન તરત જણાઇ આવે છે. ગૂઢ ભાવની ચમત્કૃતિવાળાં આ કાવ્યો નથી એ તો કહેવું જ જોઇએ. પરંતુ સારા ભાવ, સુરમ્ય શબ્દો અને સંગીતની લલિત મધુરતા એ સંગ્રહમા ઘણે ઠેકાણે જોવામાં આવશે. સ્ત્રી વર્ગ—જેમના ઉપયોગમાં આ સંગ્રહ આવવાનો છે તે વર્ગ—ચતુર અને વિચક્ષણ છે અને અનેક સંગ્રહો હાલમાં પ્રકટ થાય છે તેમાંથી સુંદર કૃતિઓ તે પસંદ કરી તેને ગાઇને પ્રસિદ્ધિ આપે છે. સારાસારની પરીક્ષા ગાનારાં આપોઆપ કરશે જ એ સિદ્ધ થઇ ચુકયું છે. બહુમતીની છાપ પસંદગી પર પડે છે અને એ મુજબ ગીતો લોકમાન્ય થઇ દીર્ઘ કાળ સુધી માનીતાં થઇ પડે છે.

આ સંગ્રહના લેખક આટલેથી ન અટકતાં પોતાની ભાવનાઓને વિસ્તૃત કરશે, કલ્પનાના ઉચ્ચ પ્રદેશ તરફ પ્રયાણ કરવા પ્રયત્નશીલ થશે, તેમ જ નવીન વિષયો તરફ તેમની કાવ્યસ્ફૂર્તિની ગતિ કરાવશે એવી આશા રાખવી અસ્થાને નહિ ગણાય. તેમનો આ પ્રયત્ન સ્તુત્ય છે અને વાંચનાર તેમને પ્રોત્સાહન આપશે એવી ઉમેદ છે. વાચક વર્ગની કસોટીએ ચઢવાથી ભવિષ્યમાં તેમને એટલે લેખકને જરૂર લાભ થશે.

આ સંગ્રહમાંના કેટલાક રાસ નાની ઉમરની કન્યાઓને રુચિકર થઇ પડે તેવા છે. એમાં યે પ્રત્યક્ષ બોધ આપનાર છે તેવાં કાવ્યો આ સંગ્રહની અંદર ના મુકયાં હોત તો વધારે ઉચિત થાત. કાવ્ય પરોક્ષ રીતે બોધદાયક હોય તેમાં જ તેની કીમત છે અને તેનું મહત્વ છે.

આ ભૂમિકા લખવા માટે ભાઈ ચંદ્રકાન્તે માગણી કરી તે ઉપરથી મેં તે લખી આપી છે. કોઇ વધારે સારા વિવેચક કે કાવ્ય-પરીક્ષકને હાથે તે કામ થયું હોત તો લેખકને વધારે ન્યાય મળવા સંભવ હતો. તેમની ઇચ્છાને વશ થઇ મેં યથામતિ આ ભૂમિકા લખી છે. આ સંગ્રહ લોકપ્રિય બનો અને કર્તાના ઉત્સાહમાં વધારો કરો એમ ઇચ્છું છું.

અમદાવાદ
માર્ચ ૧૯૨૭

**સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ**

# આમંત્રણ

(વેણી ગુંથી ને મહીં ફુલ હું તો ભૂલી)

ચાલો વિદ્યાલયે સખીઓ ! ઉમંગથી;
  ભણતર રૂડાં જ્યાં ભણાય, અલબેલડી ! ચાલો૦

મનના સહુ મેલ જાય, મહુલીના મ્હેલ થાય;
  સુખની રસરેલ ઉભરાય, અલબેલડી ! ચાલો૦

અંતર વિશાળ બને, મેળવાય વ્હાલપને;
  ધર્મની ઢાલને ધરાય, અલબેલડી ! ચાલો૦

ગરવાં સુશિક્ષણે, રાચતાં રળિયામણે;
  સારી સુવાસ સુહવાય, અલબેલડી ! ચાલો૦

આવો ધીરે ધીરે, શાળામણિમંદિરે;
  ભણી ગણી ભદ્રને પમાય, અલબેલડી ! ચાલો૦

# ફુલ વીણો

(ધીર સમીરે યમુના તીરે વસતિ વને વનમાલી)

વિકસિત વ્હાણે, મંગલ ટાણે, ભવઉદ્યાને બ્હેનાં !
પૂર્ણ ઉમંગે, વિલસિત અંગે, વીણો સુમન મજેનાં.

વાસર વાયે, સુખ ઉભરાયે, શીતળતા સોહાયે;
ઘેરૂં, અનેરૂં, ગીત પંખેરૂં, કાર્યપ્રીતિનું ગાય.

પ્રભાત એ અવસર અણમોલો, કુસુમ ખીલે રસરંગે;
પુષ્પપાંખડી નર્તન કરતી, નિર્મળ પવનતરંગે.

પરાગવંતાં સુંદર સુમનો, સ્હવારને શોભાવે;
સૂર્યતાપથી ખરે બપોરે, બફાઈ મ્લાનિ લાવે.

સંધ્યા સમયે ફુલડાં રૂડલાં, ખરી પડશે કરમાઈ;
સૌરભ સરશે, વળી પરહરશે, સ્વરૂપની સરસાઇ.

ઉષાઉદયમાં હોંશ હ્રદયમાં, જીવનને ઉજમાળા;
અંતરછાબે ગુલાબ વીણો, ઉરઉલ્લાસે બાળા !

# દેવીઓ

(બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા)

દેવીઓ દેવીઓ દેવીઓ રે,
અમે દેવલોક કેરી દેવીઓ;

શારદા ઉમાની સાહેલીઓ રે,
અમે દેવલોક કેરી દેવીઓ.

દિવ્ય દેવરાજના નંદન કાનનની,
રત્નગર્ભા અમર વેલીઓ રે. અમે૦

વિશ્વવંદનીય જગદંબિકા અમારે,
ત્રિભુવનપતિ ખોળે ખેલીઓ રે. અમે૦

શીલ, સૌજન્ય, સ્નેહ, શિયળે, સોહાવીએ,
મઢુલી ને હર્મ્ય હવેલીઓ રે. અમે૦

પ્રેમમૂર્તિ, સ્વાર્થ સંન્યાસિની મહિલાઓ,
સ્વાત્માર્પણની હેલીઓ રે. અમે૦

સંસાર સેવવા હૈયાના હીરથી,
મોંઘેરો મોક્ષ અમે ઠેલીઓ રે. અમે૦

સન્માન સુંદરીસમાજ જ્યાં પામીએ,
ત્યાં ત્યાં રત્નાગર રેલીઓ રે. અમે૦

૪

# માવતર

(એક હતી મુસાફર ઘેલી રે, સુણજો સાહેલી)

સદા હસતી જ જેની આંખડી રે,
માવતર હેતે ભર્યાં;
ખીલે સોળ કળાએ પ્રેમપાંખડી રે,
માવતર હેતે ભર્યાં.

ખોડખાંપણે કદિય નવ ખીજે રે,
માવતર હેતે ભર્યાં;
આપી શિખામણ સારી રીઝે રે,
માવતર હેતે ભર્યાં.

જેના વ્હાલનું માપ ન થાયે રે,
માવતર હેતે ભર્યાં;
મીઠો મહાસાગર ક્યાંથી મપાયે રે ?
માવતર હેતે ભર્યાં.

નિત્ય પ્રભાતે પાયે લાગું રે,
માવતર હેતે ભર્યાં;
મોંઘા અંતરના આશિષ માગું રે,
માવતર હેતે ભર્યાં.

# વીર



(ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ)

માનસરે રાજહંસ ખીલતા રે લોલ;
ગૃહમાં ખીલે છે મ્હારો વીર જો:
ખમ્મા વીરાનાં લઉં મીઠડાં રે લોલ.

સુરજ ને ચંદ્ર જગ આંખડી રે લોલ;
મહિયરની આંખ મ્હારો વીર જો:
ખમ્મા વીરાનાં લઉં મીઠડાં રે લોલ.

જડને જગાડતી સંજીવની રે લોલ;
ચેતનની પાંખ મ્હારો વીર જો:
ખમ્મા વીરાનાં લઉં મીઠડાં રે લોલ.

પીયૂષે પર્જન્ય ભૂમિ ભીંજવે રે લોલ;
ઘરમાં રસધાર મ્હારો વીર જો:
ખમ્મા વીરનાં લઉં મીઠડાં રે લોલ.

વાટિકા વિરાજે ફુલ ફોરમે રે લોલ;
ગૃહની સુવાસ મ્હારો વીર જો:
ખમ્મા વીરાનાં લઉં મીઠડાં રે લોલ.

માતાનો શ્વાસ, આશ કુળની રે લોલ;
મહીમાં મીઠાશ મ્હારો વીર જો:
ખમ્મા વીરાનાં લઉં મીઠડાં રે લોલ.

૬

# રજની

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને)

ચંદ્રહૃદયમણિ રજની હું રળિયામણી,
દૂરદૂર નભમંડલમાં મુજ આવાસ જો;
પીયરની લાડીલી સુમાનિત સાસરે,
જગને અર્પું જીવનના ઉલ્લાસ જો.

એવાતણનાં અંબર ઓઢી રૂડલાં,
તારકમૌક્તિક ગુંથી મ્હારે કેશ જો;
ધ્વજા શુકલ કે કૃષ્ણ ગ્રહીને સંચરૂં,
નાવલિયા કેરા જેવા નિર્દેષ જો.

હસતી રમતી આવું અવની આંગણે,
સુરવાડીની સાથે લાવું સુવાસ જો;
રંગું હૈડાં નરનારીનાં હર્ષથી,
સુરાંગનાનાં વેરૂં હાસ્ય–હુલાસ જો.

પૃથ્વી મ્હારી બ્હેન તપે આતંકથી,
શીતળ સુધાના ઓસડ આપું એન જો;
નિવૃત્તિનાં આંજી અંજન મીઠડાં,
ઉંઘાડું એને અર્પી સુખચેન જો.

સહચરી હું સ્વામીની શોભું સંગમાં,
સુખદુઃખમાં વિસરૂં ના કદિયે સાથ જો;

પતિવ્રતે મુજ પતિ પ્રફુલ્લ–પ્રસન્ન છે, ૭
તુષ્ટ રહે છે સદા નિખિલનો નાથ જો.
પતિ શશિ સહ સુંદરી શર્વરી સ્નેહમાં,
શીલ સંભાળી મ્હાલે રૂડી પેર જો;
ધન્ય બને દાંપત્યજીવન, પરમેશના
આશિર્વાદો ઉતરે ઘેરેઘેર જો.

૮

# ભાભી

(એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે લોલ)

મીઠી માલતી ખીલે છે મ્હારા ચોકમાં રે લોલ;
એની સોરમ મોહની મધુર:
ભાળી ભાભીને ઠરે આંખડી રે લોલ.

એવા ભાભીના ભાવ અમોઘમાં રે લોલ;
રહે પ્રસન્ન ઉર ભરપુર:
ભાભીનાં હેત હૈયાં હરે રે લોલ.

પૂર્યાં પિયૂષ એની પાંપણે રે લોલ;
એના ભાલે ભર્યાં સોહાગ:
ભાળી ભાભીને ઠરે આંખડી રે લોલ.

વહે મંદાકિની મ્હારે આંગણે રે લોલ;
લ્હેર લ્હેરાય સુખની અથાગ:
ભાભીનાં હેત હૈયાં હરે રે લોલ.

નરી સરલતા સુહાવન આંખડી રે લોલ;
એની નાજુક શી અંગની વેલ:
ભાળી ભાભીને ઠરે આંખડી રે લોલ.

વેણુવેણે ખરે પુષ્પપાંખડી રે લોલ;
હીંચે કંઠે હલકની હેલ:
ભાભીનાં હેત હૈયાં હરે રે લોલ.

એને મ્હેકે માધુરી મુખમંડળે રે લોલ;
એના હોઠે ફરકે મિષ્ટ હાસ:
ભાળી ભાભીને ઠરે આંખડી રે લોલ.

એના અક્ષય તે સ્નેહકમંડળે રે લોલ;
નથી ઉણપના આભાસ:
ભાભીનાં હેત હૈયાં હરે રે લોલ.

ગૃહે ધમકે ગરવી પાયનૂપુરી રે લોલ;
એની રાજહંસી શી ચાલ:
ભાળી ભાભીને ઠરે આંખડી રે લોલ.

દિલદાની, નિર્માની, શીલ સુંદરી રે લોલ;
એનાં નિરખ્યાં નૈસર્ગિક વ્હાલ:
ભાભીનાં હેત હૈયાં હરે રે લોલ.

જ્યોત્સ્નાશશિની એક વ્યોમ બેલડી રે લોલ;
બીજી ભાઇ ભોજાઈની જોડ:
ભાળી ભાભીને ઠરે આંખડી રે લોલ.

જગે તપજો અખંડ રસ જોડલી રે લોલ;
એના રહેજો અમર શિરમોડ:
ભાભીનાં હેત હૈયાં હરે રે લોલ.

૧૦

# બ્હેનીનાં વ્હાલ

(મહીડાંનાં દાણ અમે નહિ દઇએ રે લોલ)

મઘમઘતી બોરસલી બાગમાં રે લોલ;
ફોરે ફોરમ ચોપાસ જો:
બ્હેનીનાં વ્હાલ મનમીઠડાં રે લોલ.

મુખડે ઝળકે છે ઝલક ચાંદની રે લોલ;
ઉરના શશિયર શા ઉજાસ જો:
બ્હેનીનાં વ્હાલ મનમીઠડાં રે લોલ.

પદ્મિની ખીલે છે રવિ દર્શને રે લોલ;
વીર દીઠે બ્હેનીના ઉલ્લાસ જો:
બ્હેનીનાં વ્હાલ મનમીઠડાં રે લોલ.

વરસે નિયમાનુસારી મેહુલો રે લોલ;
ભગિની ભાવના અમર વિકાસ જો.
બ્હેનીનાં વ્હાલ મનમીઠડાં રે લોલ.

એની આંખડીએ નવલખ તારલા રે લોલ;
સૂર્યસોમના પરમ પ્રકાશ જો:
બ્હેનીનાં વ્હાલ મનમીઠડાં રે લોલ.

એના કરમાં કલા, ને હૈયે શારદા રે લોલ;
આશિષે વિભુત્વના છે વાસ જો:
બ્હેનીનાં વ્હાલ મનમીઠડાં રે લોલ.

૧૩૬૪૮

# મ્હારી સહિયર

(અમદાવાદ નામે આજ, શહેર છે સારૂં રે)

ઝીણા ઝરમર વરસે મેહ, અમીરસ સારી રે;
ઝરે અંતરથી શુભ સ્નેહ, સહિયર મ્હારી રે.

મીઠા ઈન્દુકલાના વિલાસ, શીતળ સુખકારી રે;
એમ સોહે ઉર ઉજાસ, સહિયર મ્હારી રે.

લતા ખીલતી મંડપ જેમ, વ્હાલ વધારી રે;
ત્યમ વિકસે અંતર પ્રેમ, સહિયર મ્હારી રે.

વહે સરિતા દુધ ભરેલ, અમલ અવિકારી રે;
દૂર ઠેલે મનના મેલ, સહિયર મ્હારી રે.

કરે કંચન હોય કથીર, પારસમણિ ધારી રે;
વદે વાણી સુદક્ષ સુધીર, સહિયર મ્હારી રે.

માતૃવાત્સલ્ય હૈયે લ્હેરાય, મંગલકારી રે;
સ્નિગ્ધ ઉમળકે ઉભરાય, સહિયર મ્હારી રે.

ગુણગૌરવે નિત્ય મઢેલ, સુભગ સંસ્કારી રે;
જીવો ઘણુંઘણું દેવદીધેલ, સહિયર મ્હારી રે.

૧૨

# વ્હાલાંને નિમંત્રણ

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને)

વ્હાલાં ! આવો અમ મંદિરિયે વ્હાલથી,
સ્વાગતમાં છે સદા ય ખુલ્લાં દ્વાર જો;
આવો ભુલવા ભુંડા ભવસંતાપને,
સુખીઆરો પ્રિયતમ ! કરવા સંસાર જો.

આવોને માંડીશું ગરવી ગોઠડી,
ગૃહકુંજે કરશું મીઠા કલ્લોલ જો;
ભરશું ભીતર સમભાવે, સ્નેહે, અને
મ્હાશું, એ જીવનલ્હાણી અણમોલ જો.

આત્મઉજાસે ઉડશું ઉંચે વ્યોમમાં,
છો આડાં અંધારાં અપરંપાર જો;
સેવાભાવ સુહવશું રોમેરોમમાં,
એક પિતા પ્રભુનો છે સહુ પરિવાર જો.

આવો પ્રેમની દૃઢ વાળીશું ગાંઠડી,
સાધીશું ચિરજીવનનો સહચાર જો;
જગકલ્યાણે મસ્ત અભેદાનંદમાં,
સ્હેજે લેશું દુસ્તર આ ભવપાર જો.

# હેમકટોરી

(ભવ સાગર ગાજે)

સહિયર ! મ્હારે હેમકટોરી,
દિનકર જેવી ગોરી રે;
મ્હારી હેમકટોરી.
સ્નેહનાં સીંચ્યાં ચોમેર મોતી,
ઝળહળઓપાતી જ્યોતિ રે;
મ્હારી હેમકટોરી.
કાંઠા મઢ્યા શશિકાન્તમણિથી,
ચળકતી રત્નકણીથી રે;
મ્હારી હેમકટોરી.
વ્હાલનાં અમૃત ઘોળ્યાં ઉમંગે,
પ્રેમના પરિમલ સંગે રે;
મ્હારી હેમકટોરી.
મોંઘાં સુશીલ શીળાં મધ રેડ્યાં,
પીવાને જગજન તેડ્યાં રે;
મ્હારી હેમકટોરી.
પીતાં ખુટે ન કદિ રહે ન ખાલી,
લાગે સહુને વ્હાલી રે;
મ્હારી હેમકટોરી.
દેવાંગનાએ પોખું દીધેલી,
પ્રેમપીયૂષરસ હેલી રે;
મ્હારી હેમકટોરી.

# પ્રભુની ફુલવાડી

(જો પ્રભુનો મારગ પૂછો રાજ, વસ્તો રસ્તો સસ્તો છે.)

પ્રભુની ફુલવાડી ફુલી રાજ,
મીઠી ફોરમ ફોરાતી;
શી રમણીય ને અણમૂલી રાજ,
મીઠી ફોરમ ફોરાતી.

કંઈ ફુંજો લુમઝુમ લચકે રાજ,
મીઠી ફોરમ ફોરાતી;
બલિહારી એને મચકે રાજ,
મીઠી ફોરમ ફોરાતી.

ડાળે ડાળે પુષ્પો ખીલ્યાં રાજ,
મીઠી ફોરમ ફોરાતી;
મનમોહક પૂર્ણ રસીલાં રાજ,
મીઠી ફોરમ ફોરાતી.

કોઈ ફુલડાં ફુટડાં રંગે રાજ,
મીઠી ફોરમ ફોરાતી;
ડોલે સુંદર હાસ્યતરંગે રાજ,
મીઠી ફોરમ ફોરાતી.

કોઇ ઉજળાં ને કોઈ ગોરાં રાજ,
મીઠી ફોરમ ફોરાતી;

સહુ એક જ બાગે મ્હોર્યાં રાજ,
મીઠી ફોરમ ફોરાતી.

કોઈ શ્યામલ, કોઈ ઘઉંવર્ણાં રાજ,
મીઠી ફોરમ ફોરાતી;
એ તો લાગે અદકાં નમણાં રાજ,
મીઠી ફોરમ ફોરાતી.

હોય કાન્તિ ધોળી, કાળી રાજ,
મીઠી ફોરમ ફોરાતી;
પણ સરખી વાસ રસાળી રાજ,
મીઠી ફોરમ ફોરાતી.

એ ફુલડાંની રખવાળી રાજ,
મીઠી ફોરમ ફોરાતી;
કરે ભાવભર્યાં વનમાળી રાજ,
મીઠી ફોરમ ફોરાતી.

# સુંદરી

(ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ)

સૃષ્ટિને સોહાવનાર સુંદરી રે લોલ;
ગૃહરાણી ગૃહનો શણગાર જો: સૃષ્ટિને૦

સ્નેહની સુવાસ મ્હેક મ્હેકતી રે લોલ;
આંગણિયે તેજના અંબાર જો: સૃષ્ટિને૦

હસમુખ હૃદયદેવી રાજતી રે લોલ;
જગના જીવનનો આધાર જો: સૃષ્ટિને૦

બાળરત્ન યત્ને પ્રાણ પાથરે રે લોલ;
વિકસે સુરમ્ય સંસ્કાર જો: સૃષ્ટિને૦

પ્રણયમૂર્તિ, સુખકરી, ધૃતિભરી રે લોલ;
તારે, તરે સંસાર જો: સૃષ્ટિને૦

વીરની જનેતા, ગુણમણિ સતી રે લોલ;
ધન્ય રમણી! ધન્ય અવતાર જો: સૃષ્ટિને૦

# સુમન અને સુબાલ

(એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે લોલ)

સખિ! સુમન ને સુબાલ બે સરીખડાં રે લોલ;
હૃદયહારી એમની સુવાસ:
સખિ! સુમન ને સુબાલ બે સરીખડાં રે લોલ.

બાગમાં વિરાજે મંજુ ફુલડાં રે લોલ;
ગૃહે શિશુમુખચંદ્રના ઉજાસ:
સખિ! સુમન ને સુબાલ બે સરીખડાં રે લોલ.

પાંખડી પીયૂષભીની પુષ્પની રે લોલ;
અમી ઝરમરતાં બાલુડાનાં હાસ:
સખિ! સુમન ને સુબાલ બે સરીખડાં રે લોલ.

નિત્ય નવલ નેહથી નિવાજતાં રે લોલ;
ભરે હૈયામાં હોંશ ને હુલ્લાસ:
સખિ! સુમન ને સુબાલ બે સરીખડાં રે લોલ.

દેવદૂત ભુલકાં ને ફુલડાં રે લોલ;
જુગોજુગ ઉભયના વિલાસ:
સખિ! સુમન ને સુબાલ બે સરીખડાં રે લોલ.

૧૮

# કોયલને

(માનીતી તું છે મોહન તણી હો વાંસલડી!)

મીઠા મીઠા ત્હારા ટહુકાર, કાળી કોયલડી!
મ્હને લાગે સદા સુખકાર; કાળી કોયલડી!
રમ્ય સોહે આંબલિયે મ્હોર, કાળી કોયલડી!
ભવ્ય ત્હારા મધુર રસશોર; કાળી કોયલડી!
ત્હારે કંઠે હલકની હેલ, કાળી કોયલડી!
ઢળે પળપળ મિષ્ટ રસરેલ; કાળી કોયલડી!
ઋતુરાયના વિરાજે નવ નૂર, કાળી કોયલડી!
ગાજે ગરવો પંચમ સૂર; કાળી કોયલડી!
કામણગારા ત્હારા કલ્લોલ, કાળી કોયલડી!
અમી બુડબુડ ને અણમોલ; કાળી કોયલડી!
તું કૂજજે હમેશ હસમુખ, કાળી કોયલડી!
સ્નિગ્ધ સૌમ્ય સંગીત ટહુક; કાળી કોયલડી!
ત્હારે ટહુકે હૈયું ઉભરાય, કાળી કોયલડી!
હર્ષ છોળો ઉરથી છલકાય; કાળી કોયલડી!
ઉજમાળા વસંતના વાન, કાળી કોયલડી!
શુભ્ર ત્હારૂં અંતર, શુભ ગાન; કાળી કોયલડી!

# મહિયારી

(અમદાવાદ નામે આજ, શહેર છે સારૂં રે)

સ્વર્ગલોકથી ઉતરી આજ, અવનિને આરે રે;
લાવી સંગે સુખના સાજ, હું મહિયારી રે.

સોના ઈંઢાણી મોતી ભરેલ, મટુકી રૂપાળી રે;
જગ આંગણે નાખું ટેલ, હું મહિયારી રે.

દિવ્ય સુંદરીએ જામેલ, હર્ષે દુધલિયાં રે;
ક્ષમતા મેળવણે મેળવેલ, હું મહિયારી રે.

સ્નેહ સુધારસે સીંચેલ, પોંખેલ પ્રેમે રે;
મૃદુ મરકલડાં વિકસેલ, હું મહિયારી રે.

એવાં મહી મ્હારાં આનંદકંદ, ક્ષુધા વિસરાવે રે;
નિત્ય નિર્મળ જેવો ચંદ, હું મહિયારી રે.

મ્હારાં મહીનાં મોંઘાં મૂલ, સોંઘાં સંતનને રે;
સદા આરોગતાં અનુકૂલ, હું મહિયારી રે.

લેજો લેજો આ દુનિયાના લોક! મહી મીઠાં મ્હારાં રે;
પ્રાણી થાવ અરોગ, અશોક, હું મહિયારી રે.

# બાળ

(આભે જોવા રે, તારા તરવર ચળકે)

ફોરે ફુલડાં રે, જેવાં બાગ બગીચે;
બાળ ફુલડાં રે, ગૃહે સોરમ સીંચે.

ભરે જગને રે, સૂર્ય નિજના ઉજાસે;
એવું સદને રે, શિશુ મુખડું પ્રકાશે.

સુખ સારે રે, ઈન્દુ અમૃત ટપકી;
ઉર ઠારે રે, બાળ બાનીની ચટકી.

આંબાઝાડી રે, કોકિલ કુહુકારે ડોલે;
ગૃહવાડી રે, ગાજે કાલા કલ્લોલે.

રંક મઢુલી રે, ભોળાં ભુરિયાંથી ગોરી;
આંગણુ અમુલી રે, પ્રભુતા રહે મ્હોરી.

# બાપુ

(ઝાંખાં ઝીંઝરી ત્હારાં ઝાડવાં રે)

ઉંચાં પંખીનાં ઉડણું રે,
કાંઈ એથી ઉંચા ગિરિરાજ;
ઉંચા બાપુના ભાવ ઉરના રે.

ઉંચા ઈન્દુ આભે દીઠડા રે,
કાંઈ ઉંચાં તારલિયાનાં વૃંદ;
ફુલ્લાં દિલ તાતનાં મીઠડાં રે.

ઉંચાં દિનેશનાં ઉગણાં રે,
ઉંચા અમરપતિ આવાસ;
ઉન્નત પિતુ હેત હુલામણાં રે.

ઉન્નત સુરવાડી મંદાકિની રે,
લચી ઉંચે અમ્મરવેલ;
બાપુની પ્રીત પુણ્યપાવની રે.

ઉંચાં વૈકુંઠ સુખનિર્મળાં રે,
જગતાતનાં જ્યાં સામ્રાજ્ય;
બાપુનાં રાજ એવાં રૂડલાં રે.

૨૨

# માતાનાં હેત

(માગ માગ પાવાના રાજન કે તુઠમાન હું થઈ રે)

મીઠા ફુલડાના મકરંદ કે સાકર મીઠડી રે,
 ઘણેરી એથી અનેરી મીઠાશ ભરી ઉર માવડી રે;
મીઠી મસ મીઠી સહિયર! શુદ્ધ અમીરસની ઝડી રે,
 ઝરતી એથી સ્નિગ્ધ મીઠાશ મોંઘેરી માવડી રે.
સુગંધી ફોરમતો ફુલબાગ કે ડોલર મોગરો રે,
 માતાનો પ્રેમલ પમરે પૂર્ણ સૌરભનો ઝરો રે;
ઝાઝેરૂં દેતાં દુભવે દિલ કે કલ્પવૃક્ષ સાંભળ્યાં રે,
 માતાના હેતનાં અક્ષયપાત્ર નર્યાં અભરે ભર્યાં રે.
સાગરમાં વધઘટના નિયમિત કે ગાળા આવતા રે,
 મા મનમહેરામણ છતછોળ સદા ઉછળાવતા રે;
અમલા ચંદ્રકલા અભિરામ કે ઉગમે ને આથમે રે,
 માતાની સ્નેહકલા વિકસાય, ન કદિ શમે રે.
મહીમાં વર્ષે ચાર જ માસ કે મેહુલાની મ્હેર છે રે,
 માતાના લાડની ચિરજીવન કે લીલા લ્હેર છે રે;
સૂરજ સોનેરી કિરણે અરધ પૃથિવી ભરે રે,
 જનેતા અંતરનો ઉજાસ અખિલ ઉર આવરે રે.
સાધતા સ્વજનો સહુ સંસારે કે સ્વાર્થની પ્રીતડી રે,
 એકલ નિસ્વાર્થી છે નેહનિર્ઝરી માવડી રે;
હસહસ મરકલડાં મલકાય કે માની મીઠી આંખડી રે,
 નિવાજે અણમાગી આશિષ મીઠડી માવડી રે.

# પુત્રીવિદાય

(ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ)

તરણી તપે જ તીવ્ર તેજથી રે લોલ;
ધીખે ધરણી ઉની વરાળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

તનુજા લાડિલી શ્વસુરગૃહ પળે રે લોલ;
પડે વિખુટી વેલીથી ડાળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

તુટે આકાશ એકસામટું રે લોલ;
માને ડોલમડોલ પાતાળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

કાળજું કકળે વિયોગચિંતને રે લોલ;
ચરણ ધ્રુજે, લથડકે ચાલ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

કંપે કાયા, સ્વેદ અંગમાં રે લોલ;
ઝરે આંખથી આંસુડાંની માળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

આછાં પરાણે સ્મિત વેરતી રે લોલ;
પેખી પ્રાણપ્રિય પુત્રી પ્રેમાળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

વદતી વચનો હેતપ્રીતનાં રે લોલ;
વિરહવહ્નિની અંતરે ઝાળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ;

હૈડા શું ચાંપે, મુખ ચુંબતી રે લોલ;
ઉરફુલડું સુકોમળ બાળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

આશ્વાસે પેરેપેરે પ્રેમથી રે લોલ;
આપે આશિષ વ્હાલવિશાળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

વોળાવે પુત્રી હૃદય હાકલી રે લોલ;
છે વિષમ જગની જંજાળ જો:
ભડભડ જનનીનું હૈયું બળે રે લોલ.

# નણદલ

(માગ માગ પાવાના રાજન કે ત્રુઠમાન હું થઇ રે)

આંબલિયે કોયલના ટહુકાર, કે પંચમ સૂરના રે;
એવા મીઠા મધઝરતા રણુકાર, કે નણુદલ ઉરના રે.

બગીચે સીંચે સુરભિ ગુલાબ, કે હૈયું ઠારતી રે;
નણુદલ અંતરની ફુલછાબ, સુવાસ પ્રસારતી રે.

રૂપલા જ્યોત્સ્નાના ચળકાટ, કે દશ દિશ ધોળતા રે;
નણુદીની હૃદયજ્યોતિના ઠાઠ, ઉર અંધોળતા રે.

નર્તન કરતા મત્ત મયૂર, કરી કોડે કલા રે;
ઝણુકે નણુદલ પાયનૂપુર, ભીતર ભીંજવે ભલાં રે.

મીટેમીટ મરકલડાં મલકાય, કે નણુદી નેહથી રે;
ઓછાં ઓછાં લાડકવાયાં થાય, કે નાજુક દેહથી રે.

હસે મુખ મોતીડાં વેરાય, કે ભભક ઝરે ભાલથી રે;
ભાંડુ પર ઉમળકે ઉભરાય, કે નણુદલ વ્હાલથી રે.

૨૬

# દિયર

(ભવસાગર ગાજે)

લીલમડી શીળી લીમડી લ્હેકે,
મ્હોર મંજરીઓથી મ્હેકે રે:
લીલી લીમડી લ્હેકે.

ઠંડી એની કેવી મીઠડી છાયા,
દિયરની એવી માયા રે:
લીલી લીમડી લ્હેકે.

દેવર મ્હારા દેવ સરીખા,
પા પગી હમણાં શીખ્યા રે:
લીલી લીમડી લ્હેકે.

કાલું બોલે વ્હાલું, વદન સરોજે,
શોભતા સુંદર સ્હોંજે રે:
લીલી લીમડી લ્હેકે.

વાવા માગે કાંઈ કરતાં મલાવા,
ચાંદાને દોડે સ્હાવા રે:
લીલી લીમડી લ્હેકે.

કાઢી હડી ચડી જાય ઉછંગે,
રોજ રાચે નવલ ઉમંગે રે:
લીલી લીમડી લ્હેકે.

ઠેકે ઢગલીઓ નમણી પગલીએ,
ચાંપે ચાલે મ્હારી આંગળીએ રે:
લીલી લીમડી લ્હેકે.

દિયરજી વ્હાલા ભણવા જાશે,
કુલઉજ્જ્વલન થાશે રે:
લીલી લીમડી લ્હેકે.

લેશું લગન ને લાવશું લાડી,
ફાલી ફુલશે ગૃહ ફુલવાડી રે:
લીલી લીમડી લ્હેકે.

અમર રહો મ્હારાં દેરદેરાણી,
મ્હારી મંગલ ફળજો વાણી રે:
લીલી લીમડી લ્હેકે.

૨૮

# પનઘટ ગીત

(એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે લોલ)

પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ;
સરખી સહિયર હારોહાર:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

જઈએ જળ ભરવા જમના તટે રે લોલ;
સજી સોહાગણ શણગાર:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

વ્યોમે દિનમણિ સહસ્ર રશ્મિ છાંટતા રે લોલ;
એવા યૌવનના અંબાર:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

માથે હેમવર્ણ બેડલાં વિરાજતાં રે લોલ;
એનો વિદ્યુત શો ચળકાટ:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

એવાં ઉજળાં અંગો ને ચીર ઉજળાં રે લોલ;
અધિક ઉજળાં એથીય લલાટ:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

ખુટે વાટડી ને વાત તો અધુરડી રે લોલ;
ગીત અર્ધાં જ આંહીં ગવાય:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

ખુલે હૈયાં સહજ સખિસાથમાં રે લોલ;
બાલ્યસ્મરણો હૈડે હેરાય:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

હૃદય હુલ્લસે, ઉમંગપૂર ઉલટે રે લોલ;
જાણે પીયર સમીર સુસવાટ:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

અમર તપજો સુધારસ વીરડી રે લોલ;
સુભગ સરિતાનો સ્નેહલ ઘાટ:
પ્રણયભીની અમે પનિહારીઓ રે લોલ.

# અતિથિદેવ

(મારગ મેલોને કૃષ્ણાના કહું છું ક્યારની રે લોલ)

દિવ્ય રાજે અભિરામ અમરાપુરી રે લોલ,
ઝરમરી રહી સુધાની શીળી માધુરી જો:
ઉતર્યા અતિથિદેવ મ્હારે આંગણે રે લોલ.

નયણે નેહ, હૈયે પ્રેમભાવના રે લોલ,
દુધે સાકર ભળી રહે શી મણા જો!
ઉતર્યા અતિથિદેવ મ્હારે આંગણે રે લોલ.

મ્હારે સદને અમીસાગર ઉછળ્યા રે લોલ,
રત્નના અખૂટ રાશિ મ્હારે મન મળ્યા જો:
ઉતર્યા અતિથિદેવ મ્હારે આંગણે રે લોલ.

લાવ્યા લાવ્યા સુખકંદ કલ્પવેલને રે લોલ,
લાવ્યા લાવ્યા આનંદ રસરેલને જો:
ઉતર્યા અતિથિદેવ મ્હારે આંગણે રે લોલ.

લાવ્યા લાવ્યા લલિત વ્હાલનાં વધામણાં રે લોલ,
લાવ્યા સ્નેહના સંદેશા સોહામણા જો:
ઉતર્યા અતિથિદેવ મ્હારે આંગણે રે લોલ.

નમું ચરણમાં ઉતારૂં રૂડી આરતી રે લોલ,
ગુણગીતે દીપાવું ભવ્ય ભારતી જો:
ઉતર્યા અતિથિદેવ મ્હારે આંગણે રે લોલ.

# સ્નેહસ્રોતસ્વિની

(ઝાંખાં ઝાંઝરી ત્હારાં ઝાડવાં રે)

મંગલ, શશિશુદ્ધ, પુણ્યપાવની રે,
સખિ ! સુરગંગા સુંદીર:
સ્નેહસ્રોતસ્વિની સોહામણી રે.

શીલ, શમતાના તીર દોહ્યલા રે,
પતિવ્રતનાં અમૃત નીર:
સ્નેહસ્રોતસ્વિની સોહામણી રે.

ઉતરે તરંગ પરંપરા રે,
નાથચરણે છલકે ઉર:
સ્નેહસ્રોતસ્વિની સોહામણી રે.

ગૃહવાડી કાંઠડે વિરાજતી રે,
ગાય ગીતડાં બાળમયૂર:
સ્નેહસ્રોતસ્વિની સોહામણી રે.

પ્રભુતા પ્રદિસ, નિત્ય નિર્મળી રે,
સેર હૈયાની અમ્મર એ જ:
સ્નેહસ્રોતસ્વિની સોહામણી રે.

સંસાર–આંટી ઓળગતી રે,
પતિપ્રેમાબ્ધિમાં વિરમે જ:
સ્નેહસ્રોતસ્વિની સોહામણી રે.

# મ્હારો બાલુડો

( એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે લોલ )

ખીલ્યું ગુલશન નંદન સોહામણું રે લોલ;
માંહી મ્હેકે મધુર ગુલાબ:
મ્હારો બાલુડો દુધમલ દીપતો રે લોલ.

કુંપળકોમળા ઓષ્ટ સ્મિત વેરતા રે લોલ;
ખરે ફુલડાં છલકે ઉરછાબ: મ્હારો૦

એના મુખમાં સંદેશા ઈશના રે લોલ;
એની ગરવી ગુલાબી અંગવેલ: મ્હારો૦

એને નયને સુરજસોમ રાજતા રે લોલ;
કીકીમાં ભરી પીયૂષહેલ: મ્હારો૦

દંતપંક્તિ મુક્તાકણિકાવલિ રે લોલ;
હ્રદય ઠારતી મીઠડી ગેલ: મ્હારો૦

શિશુપગલે મંગલ મ્હારી ઝુંપડી રે લોલ;
મઢીમાં ય માનું મ્હેલ: મ્હારો૦

મુજ રંકનું રત્ન, આશ ઉરની રે લોલ;
કુળકીતનો બાળ અધીપ: મ્હારો૦

જાઉં વ્હાલાને વારવાર વારણે રે લોલ;
ઘણું જીવો જીવનપ્રદીપ: મ્હારો૦

# મહિયરની મજા

(હાં રે કોઇ માધવ લ્યો, માધવ લ્યો)

મીઠડા મહિયરની મજા મંજુલ છે;
સ્વર્ગસદન એ અણમૂલ છે: મીઠડા૦

પરમ પુણ્યકારી પિયર પનોતું;
વાટ એકીટશે દીકરીની જોતું: મીઠડા૦

મીઠી માતાના લાડપાડ લ્હેકે;
માયામાધુર્ય મ્હેક મ્હેક મ્હેકે: મીઠડા૦

પિતાપ્રેમની પ્રસાદી મહા મોંઘી;
જડે ક્યાંથી એ જગ્તમાંહી શોધી: મીઠડા૦

જશવંતા વીરાની વ્હાલ–વાની;
મ્હેં તો અમીથી ય અદકી માની: મીઠડા૦

ઓછાં ઓછાં ઉમંગે થાય બ્હેનાં;
નિત્ય હસતાં છે નેહે નેનાં: મીઠડા૦

ખમ્મા ખમ્મા દુખણાં લઉં દા'ડી;
ફુલી ફાલી રહો પિયર ફુલવાડી: મીઠડા૦

૩૪

# સાસરી

(બાગ બાગ પાવાના રાજન કે ત્રુઠમાન હું થઇ રે)

જોને સખિ! સોહે સુંદર બાગ, ફોરમને ફોરતો રે;
સરલતા, શાન્તિ ને સોહાગ, મીઠાશે મ્હોરતો રે.

એવી મ્હારી સાસરીની ફુલકુંજ, શીળી શોભાભરી રે;
વિરાજે પિયુ જ્યાં પ્રેમલપુંજ, ગ્રહી મોહમંજરી રે.

કોડીલા કંથના પાવન વાસ, મનોરમ સાસરી રે;
પ્રીતિના પમરે જ્યાં ઉલ્લાસ, પ્રકાશે પાંગરી રે.

મુકી મ્હેં મહિયરની મ્હોલાત, તજ્યાં મોંઘાં માટને રે;
લીધી મ્હેં, છોડી સહિયર સાથ, અજાણી વાટને રે.

મળ્યાં મ્હને માતાકેરાં હેત, સાસુજીના ઉરથી રે;
પિતા સમ સસરા સ્નેહ સમેત, મુખે કહું શું કથી રે?

વ્હાલમનું વ્હાલું જન્મસ્થાન, પૂજું પ્રણિપાતથી રે;
ગજાવું ગરવાં ગૌરવગાન, સેવું ભલી ભાતથી રે.

# ફુલડાં લ્યો

(હાં રે કોઇ માધવ લ્યો, માધવ લ્યો)

હાં રે મંજુ ફુલડાં લ્યો, ફુલડાં લ્યો;
શિયળકુંજે ઢગબંધ ઉભરાય: હાં રે૦

હાં રે એની સૌરભ સંતનને ય ભાવે;
મીઠી માધુરી પૃથવી પમરાવે: હાં રે૦

હાં રે એનાં સૌંદર્ય દુનિયા દીપાવે;
તેજતણખા પ્રભુતા પરખાવે: હાં રે૦

હાં રે પરમ પાંદડીએ પિયૂષ વિલાસે;
રમ્ય કૌમુદી વિશુદ્ધ વિકાસે: હાં રે૦

હાં રે પતિભૃંગ મસ્ત ગુંજતા પરાગે;
પ્રણયધૂન ગૃહે પુણ્યકારી જાગે: હાં રે૦

હાં રે શીલસુમનો વીણીને રસાળાં;
સોહો કંઠે એ મોહનમાળા: હાં રે૦

૩૬

# લગ્નતિથિ

(વાગી સ્વયંવરમાં હાક, આ નળ આવ્યો રે)

મીઠો, મંગલ, મુદભર આજ,
અવસર સાંભરે રે;
ખીલ્યા સુખના શીળા સાજ,
વ્હાલો કેમ વિસરે રે!
ઉરગ્રંથી જે દિન ગુંથાઈ,
અવસર સાંભરે રે;
પ્રાણેપ્રાણ ભેટ્યા હરખાઈ,
વ્હાલો કેમ વિસરે રે!
નિરખ્યા નયણે નેહલ નાથ,
અવસર સાંભરે રે;
સોંપ્યાં જીવન પ્રિયતમ હાથ,
વ્હાલો કેમ વિસરે રે!
વ્હાલકુલડે વધાવ્યા કંથ,
અવસર સાંભરે રે;
પોંખ્યા પ્રીતિના પાવનપંથ,
વ્હાલો કેમ વિસરે રે!
કેમ ભુલાય એ તિથિ ધન્ય!
પળપળ સાંભરે રે;
સ્મૃતિ અમર ચિરજીવન,
તપો મ્હારે અંતરે રે.

# સ્નેહીનાં સ્મરણ

(મારગ મેલોને ન્હાના કહું છું ક્યારની રે લોલ)

વાયાં વ્હાણલાં સ્નેહીનાં સ્મરણ સાંપડ્યાં રે લોલ;
મનોમંદિરે પ્રકાશ પ્રેમના પડ્યા જો: વાયાં૦

હ્રદયબીન સ્નેહનાં સંગીત ઝણઝણે રે લોલ;
પ્રેમલ્હેરખી લ્હેરાય મનમહેરામણે જો: વાયાં૦

દૂરદૂર લોકદૃષ્ટિએ વ્હાલમ ભમે રે લોલ;
મ્હારે હૈયે તો હમેશ હ્રદયમણિ રમે જો: વાયાં૦

ઓછાં ઉર કહે વિયોગે વ્હાલ ઓસરે રે લોલ;
અળગા આંખથી, વસ્યા વ્હાલા અંતરે જો: વાયાં૦

ઉર આભલે હસે પતિ પ્રતિકૃતિ રે લોલ;
અખંડ ઝળઝળે સ્નેહીની સ્નેહલ સ્મૃતિ જો: વાયાં૦

ઉગમ્યા દિનેશ આઘે આઘે વ્યોમમાં રે લોલ;
મ્હારા વ્હાલમા વિલસે રોમરોમમાં જો: વાયાં૦

૩૮

# ફોરમ લ્યો

(હાં રે કોઇ માધવ લ્યો, માધવ લ્યો)

હાં રે ફુલ ફોરમ લ્યો, ફોરમ લ્યો;
સ્નેહ સોરમ લ્યો સુખકાર: હાં રે૦

હાં રે ગૃહકુંજ વિલસે ફુલી ફાલી;
ભાવભીનાં જ્યાં વ્હાલમ વ્હાલી: હાં રે૦

હાં રે પ્રણયનો પ્રકાશ રહે રેલી;
ધન્ય મઢુલી કે હોય હવેલી: હાં રે૦

હાં રે સુખશાન્તિ ફેલાય નિકુંજે;
મિષ્ટ ગીતડાં પ્રીતનાં જ્યાં ગુંજે: હાં રે૦

હાં રે હર્ષઅમૃતના સાગર છલકે;
નિત્ય નેહથી મધુર મુખ મલકે: હાં રે૦

હાં રે ઉચ્ચ ગાર્હસ્થ્ય ગરવાં સંસારી;
સદન સ્વર્ગ સમું સોહે મનોહારી: હાં રે૦

# ભવસિન્ધુ

(ભવ સાગર ગાજે)

અંબુનિધિ છલે છાકમછોળે,
પાતાળ પાણી ઢંઢોળે રે;
ચડી આભને ઝોળે.
ભવસિન્ધુ ઘુઘવે ઘુઘવાટા,
પ્રભુતાના પંથની પોળે રે;
છલે છાકમછોળે.
વિચિમાળા જાણે ડુંગર હારડી,
વસમા વમળ ખોળે ઘોળે રે;
છલે છાકમછોળે.
ઘેરાં વારિ, ઘેરાં અંબર વચ્ચે,
જીવનતરણી ડોલે રે;
છલે છાકમછોળે.
સામે પારે નાથ ! નાવ સંભાળી,
ઉતરવું જળ ઝ્હોળે રે;
છલે છાકમછોળે.
પ્રણયેભીંજ્યાંને પ્રભુ સાચવતો,
કૃપાઅમૃતથી અંઘોળે રે;
છલે છાકમછોળે.
તરશું વ્હાલમ! તારી દીનદુઃખીને,
અદ્વૈતભાવ અમોલે રે;
છલે છાકમછોળે.

# માતાના અભિલાષ

( ધન્ય જશોદા, ધન્ય જશોદા, વણ પ્રસવે થઇ માતા )

કુંકુમ પગલી પાડો કુંવરજી !
માતાનાં હૈયાં હરખે;
ન્હાનલી ડગલી માંડો કુંવરજી !
દાદાજી સ્નેહે નિરખે.
કાલા વ્હાલા બોલ બોલો કુંવરજી !
માતાનાં હૈયાં હરખે;
શ્રવણે સુધારસ ઢોળો કુંવરજી !
દાદાજી સ્નેહે નિરખે.
ગીતો મધુરવાં ગાવ કુંવરજી !
માતાનાં હૈયાં હરખે;
ગુરુગૃહે ભણવા જાવ કુંવરજી !
દાદાજી સ્નેહે નિરખે.
કેડેથી કમ્મર બાંધો કુંવરજી !
માતાનાં હૈયાં હરખે;
સુહિત સ્વદેશનું સાધો કુંવરજી !
દાદાજી સ્નેહે નિરખે.
કીર્તિ જીવન ઉજમાળે કુંવરજી !
માતાનાં હૈયાં હરખે;
આવો વિજય વરમાળે કુંવરજી !
દાદાજી સ્નેહે નિરખે.

# હાલરડું

વ્હાલા વીર પોઢાને!

મીઠા હીંચકા નાખું હોંસભેર;
આવે વાયુની ઠંડી લ્હેર:
વ્હાલા વીર પોઢાને!

ખેંચું હરખે હીરનો દોર;
ભાઇ! પારણે બાંધું મોર:
વ્હાલા વીર પોઢાને!

હાલાં ગાઉં મીંચાય ન્હાનાં નેન;
કહો તો બોલાવું કોયલ બ્હેન:
વ્હાલા વીર પોઢાને!

સુઓ સુખથી વધે છે રાત;
જાગો વ્હેલા પડતાં પ્રભાત:
વ્હાલા વીર પોઢાને!

# હાલરડું

પોઢો વીરાજી! સુખડપારણે રે લોલ;
માશી નીંદર ઉભી બારણે જો:
પોઢો વીરાજી! સુખડપારણે રે લોલ.

ચંદ્રને પધરાવું તેજ પાથરે રે લોલ;
નેણલે મીઠા અમીરસ ભરે જો:
પોઢો વીરાજી! સુખડપારણે રે લોલ.

વાસર તેડાવું વાયુ ઢોળવા રે લોલ;
કોકિલ હાલરડાં બોલવા જો:
પોઢો વીરાજી! સુખડપારણે રે લોલ.

બાગનાં નિમંત્રું પુષ્પ અવનવાં રે લોલ;
પારણે ચોમેર સોરમ ફોરવા જો:
પોઢો વીરાજી! સુખડપારણે રે લોલ.

રંગીલો તેડાવું રસિક કુકડો રે લોલ;
એનો સુણી જાગો ટહુકડો જો:
પોઢો વીરાજી! સુખડપારણે રે લોલ.

# હાલરડું

ખમ્મા ખમ્મા બાલુડા!

મ્હારી ઉજ્જ્વલ જીવન જ્યોત;
મ્હારા અંતરના અમીસ્રોત:
ખમ્મા ખમ્મા કાનુડા!

મ્હારા નયનો કેરા નૂર;
આંખડીના પ્રેમલ પૂર:
ખમ્મા ખમ્મા બાલુડા!

કુળદીપક હૈયાહીર;
ઘણું જીવો વ્હાલા વીર!
ખમ્મા ખમ્મા કાનુડા!

ત્હારે મુખડે પ્રિય! અણમોલ;
મ્હારા પ્રાણ કરૂં ઓળઘોળ:
ખમ્મા ખમ્મા બાલુડા!

૪૪

# હાલરડું

(ધન્ય જશોદા, ધન્ય જશોદા, વણ પ્રસવે થઇ માતા)

આવ આનંદે નીંદર વ્હેનાં!
બાલુડો મ્હારો પોઢે;
નમણાં અમૃતથી ભર એનાં નેનાં,
કાનુડો મ્હારો પોઢે.

વાયુ પધારો મીઠડા તરંગે,
બાલુડો મ્હારો પોઢે;
શાન્તિ સુહાવો અંગે ઉમંગે,
કાનુડો મ્હારો પોઢે.

બાગનાં ફુલડાં મ્હેકો પારણિયે,
બાલુડો મ્હારો પોઢે;
મંજુલ મુખડે જાઓ વારણિયે,
કાનુડો મ્હારો પોઢે.

બુલબુલ આવો ગીતડાં ગાવા,
બાલુડો મ્હારો પોઢે;
ચાંદા દિલાવર ઘો નીંદલ્હાવા,
કાનુડો મ્હારો પોઢે.

# સુંદરી સન્માન

(માઢની ધૂન)

મળે જ્યાં સુંદરીને સન્માન,
રાચતા સુરગણ ત્યાં ગુલતાન;
અંગનો શ્યામલ સુંદર વાન,
વંદનીય વનિતા સર્વ સમાન.
ગૃહમંદિરમાં પ્રણયમૂર્તિનાં પ્રેમલ પૂજન થાય,
ઉર ઉર અનુરાગઅમીની છતછોળે ઉભરાય;
મુદિત જ્યાં મ્હાલે છે સન્નાર,
ધન્ય એ ગૃહજનના અવતાર. મળે જ્યાં૦
બાલકી, મુગ્ધા, યુવતી, પ્રૌઢા, વૃદ્ધા વ્હાલવિશાળ,
સધવા, વિધવાનાં સુખ કેરી સચવાયે સંભાળ;
દેવ એ દેશગૌરવો ગાય,
જન્મ એ ભવ્ય ભૂમિમાં ચ્હાય. મળે જ્યાં૦
કકળે આંતરડી રમણીની નીતરે નયણે નીર,
કોમળ હૈયાં જ્યાં કચવાયે સુકાય શારીર હીર;
દક્ષ દુહિતાનાં દિલ દુભાય,
જાનપદ જરૂર અધોગત જાય. મળે જ્યાં૦
મહામાયા મહિલાઓ માણે જીવનના આહ્લાદ,
સંસ્કૃતિ શોભિત દેશ સુહાયે સદા સુખી આઝાદ;
રહે ત્યાં રંચ ન વિષમ વિષાદ,
ઈશ્વરી ઉતરે આશીર્વાદ. મળે જ્યાં૦

# સતી દમયંતી

(રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે*)

સતી દમયંતીનાં શીલ સજીએ રે,
રાચી અચલવ્રતે પતિ ભજીએ: ટેક૦

સતી ભીમકરાય દુહિતા રે,
શિશુવયથી સુશીલ સરિતા રે,
કલ કાવ્યકલામાં અધીતા રે,
એની વદવી શી ગુણિયલ ગીતા! સતી૦

નરદેવ નળની વિખ્યાતિ રે,
ગુણગૌરવથી ઉભરાતી રે,
ત્રણ લોકમાં વ્યાપ્ત સુહાતી રે,
સુણી હંસ મુખેથી ગવાતી: સતી૦

પુણ્યશ્લોક પિયુ નિરધાર્યા રે,
નિજ અંતર એ પર વાર્યાં રે,
સ્વયંવરમાં સુરને ય વિસાર્યા રે,
સતીએ નળ વરમાળે વધાવ્યાઃ સતી૦

સ્નેહબદ્ધ એ યુગલ રહે છે રે,
ભલું નિત્ય પ્રજાનું ચહે છે રે,
બાલબાલા સતી પ્રસવે છે રે,
ચોમેર આનંદ ઓચ્છવ વહે છે: સતી૦

કળિ જાળ કુટિલ પ્રસારી રે,
કીધા બાંધવ દ્યુતવિકારી રે,
રાજસાજ બેઠો નૃપ હારી રે,
ત્યાગ્યાં તાજ વનવાસ સ્વીકારી: સતી૦

ટાઢ તડકા જેણે નવ ભાળ્ય રે,
જેની મશરૂમુલાયમ કાયા રે,
ભર વગડે ક્ષુધાથી પીડાયાં રે,
સહે કષ્ટ એ ક્યમ રાજજાયાં! સતી૦

રાય મહિયર પળવા સુંદરીને રે,
વારવાર કહે કરગરીને રે,
પણ દુ:ખથી એ લગીર ડરીને રે,
ચુકે નિશ્ચે ન હ્રદયહરિને: સતી૦

મધરાતે નૈષધપતિ જાગી રે,
ચાલ્યો નારી નોધારી ત્યાગી રે,
બ્હાણે નાથરટણ અનુરાગી રે,
સ્વામીવિરહે વલવલવા લાગી: સતી૦

અશ્રુ અવિરત વૈદર્ભી સારે રે,
પિયુક્ષેમ પ્રભુ શું પુકારે રે,
પ્રીતમચિંતને જીવન ધારે રે,
પ્હોંચી અંતે માશીદરબારે: સતી૦

કુળગુરુ સુદેવ ત્યાં આવ્યા રે,
દમયંતીને પિયર લાવ્યા રે,

નિજ બાલુડાં ઉરથી લગાવ્યાં રે,
નળ નાથ ખંતેથી ખોળાવ્યા: સતી૦

કળિ કુડકપટ ન ફળિયાં રે,
રાજપાટ ફરીથી મળિયાં રે,
પતિવ્રતા પ્રતાપ છે બળિયા રે,
ધરા એથી જ અરઘે ઉજળી આ: સતી૦

શીલ શિયળે શરીર સુહાવે રે,
મતિ, ગતિ, રતિ, પતિમાં સમાવે રે,
ધન્ય ધન્ય એ રમણી કહાવે રે,
જગ ધીંગું સતીત્વ પ્રભાવે: સતી૦

*રાગમાં કડીની ત્રીજી લીટીને બદલે ચોથી લીટી લંબાવવી.